# ફિન મેકકૂલ

## આયર્લૅન્ડ ની વાર્તા



# ફિન મેકકૂલ

આયર્લેન્ડ ની વાર્તા



Balfor

બાલ્ફોર

ફિન
મેકફૂલ

FinnMacCool

એક સમયે એક સ્કોટિશ દૈત્ય હતો...

...અને એક આઇરિશ દૈત્ય હતો.

બાલ્ફોર




એક દિવસ, સ્કોટિશ દૈત્યએ, રાડ પાડી ને આઇરિશ દૈત્ય ને કહ્યું,
"ફિન મેકફૂલ! ફિન મેકફૂલ! હું તને ઠેકાણે લગાવવા આવી રહ્યો છું."

ફિન મેકફૂલ બાલ્ફોર થી બહુ ડરતો હતો.

"મારે અહીં થી ભાગી જવું છે," એણે કહ્યું.

"બાલ્ફોર તારા પાછા આવવાની રાહ જોશે!"
ફિન ની પત્ની મેરી એ કહ્યું.



"બાળક જેવો નહીં થા!"



મેરી ના મગજ માં એક વિચાર આવ્યો.
"આ પારણાં માં સૂઈ જા!" એણે ફિન ને કહ્યું.

"શેના માટે?" ફિને પૂછ્યું.
"મારી વાત સંભાળ, બસ સૂઈ જા," મેરી એ કહ્યું.

અને ત્યાં ...

ધૂમ-ધડામ! ધૂમ-ધડામ! ધૂમ-ધડામ!




બાલ્ફોર આવી રહ્યો હતો!

મેરી એ ઘણા પાઉં બનાવ્યા હતા.
થોડા પાઉં માં એણે એક- એક ચમચી છુપાવી દીધી.

"એ શા માટે?" ફિને પૂછ્યું.
"બસ, હવે જુઓ શું થાય છે!" મેરી એ કહ્યું.

ધૂમ-ધડામ!

"ફિન મેકકૂલ!" બાલ્ફોરે બૂમ પાડી.

"ફિન એના કામે બહાર ગયો છે, એ જલ્દી પાછો ફરશે," મેરી એ કહ્યું.

"તમે ચાહો તો એની રાહ જોઈ શકો છો.
ત્યાં સુધી તમે મેં બનાવેલી બ્રેડ ખાઈ શકો છો."

મેરી એ બાલ્ફોર ને
ચમચી ભરાવેલી બ્રેડ ખાવા
આપી.



બાલ્ફોરે બ્રેડ ના એક ટુકડા નું
બચકું ભર્યું.



"અરે બાપરે!" એણે ચીસ પાડી.



"શું વાત છે?" મેરી એ પૂછ્યું.
"મારા બાબા ને એ બ્રેડ બહુ ભાવે છે!"

મેરી એ ફિન ને બ્રેડ આપ્યું,
અને એ એક જ વાર માં એને ખાઈ ગયો!

"એ એક બહુ શક્તિશાળી બાળક છે!" બાલ્ફોરે કહ્યું.

ફિને બાલ્ફોર નું નાક કસીને પકડયું!

"છોડી દે!" બાલ્ફોરે બૂમ પાડી.




"એના પિતા થોડી વાર માં પાછા ફરશે," મેરી એ કહ્યું.
"તમારે એનું શું કામ છે?"





એના પિતા? ... અરે ... અરે ...

"કોઈ મહત્વ નું કામ નથી," બાલ્ફોરે કહ્યું.
"મારે ઉતાવળ છે. હવે મારે જવું જોઈએ."

અને બાલ્ફોર ત્યાંથી ભાગી ગયો!

"આ એક બહુ શક્તિશાળી બાળક છે," બાલ્ફોરે કહ્યું.
"મારે એના પિતાને નથી મળવું!"




એ પછી બાલ્ફોર ક્યારેય પાછો ન આવ્યો.



ફિન, મેરી અને એનું બાળક ..

થવાય એટલા ખુશ થયા!